# સૌરાષ્ટ્રના પ્રસિદ્ધ રાજવીઓ

(ઝાલા રાજવંશના રાજવીઓ)






લેખક

ડૉ.પ્રદ્યુમ્ન ખાચર

ડૉ.ધીરૂ વાળા


સૌરાષ્ટ્ર વિશ્વ વિદ્યાલય અને નરસિંહ મહેતા વિશ્વ વિદ્યાલય ના બી.એ. ઈતિહાસ (સૌરાષ્ટ્રના પ્રસિદ્ધ રાજવીઓ,પેપર-૧૦ )

સેમેસ્ટર-૪ ના વિધાર્થીઓ માટે રીડીગ મટિરિયલ

યુનિટ ૧

૧ ઝાલા રાજવંશનો પરિચય

૨ ઘનશ્યામસિંહજી (ધ્રાંગધ્રા) બાળપણ અને પ્રારંભિક કારકિર્દી

અને ઘનશ્યામસિંહજીના પ્રજા કલ્યાણના કાર્યો

૩ મયુરધ્વજસિંહજી ઉર્ફે મેઘરાજજી (ધ્રાંગધ્રા)ની કારકિર્દી અને બાળપણ

અને પ્રજા કલ્યાણના કાર્યો

# ૧. ઝાલા રાજવંશનો પરિચય

## (૧) પ્રસ્તાવના

કાઠિયાવાડમાં અનેક રાજકુળોએ રાજસત્તા ભોગવી હતી, જેમાં જેઠવા, ચુડાસમા, ચાવડા, વાળા, ઝાલા, જાડેજા, પરમાર, ગોહિલ, કાઠી, બાબી વગેરે મહત્વના દસ રાજકુળ હતા, જેમણે સદીઓ સુધી સૌરાષ્ટ્રની ધરતી ઉપર સત્તા ભોગવી હતી.

સૌરાષ્ટ્ર જ્યારે કાઠિયાવાડ નામે ઓળખાતું ત્યારે એના ચાર પ્રાંત હતા. ઝાલાવાડ, હાલાર, સોરઠ અને ગોહિલવાડ જેની અંદર કુલ ૨૨૨ જેટલા ૧ થી ૭ વર્ગના રાજ્યોનો સમાવેશ થતો હતો. કાઠિયાવાડ સ્ટેટસ એજન્સીનું વડું મથક રાજકોટ ખાતે હતું અને રાજકોટમાં કોઠી અને વઢવાણ, જેતલસર અને સોનગઢ ખાતે સિવિલ સ્ટેશનો હતા અને વડોદરામાં કંપની સરકારનો રેસીડેન્ટ રહેતો હતો.

કાઠિયાવાડના ઝાલા રાજવંશનો આપણે પરિચય મેળવવો છે. ત્યારે આપણે સૌ પ્રથમ ઝાલાઓની ઉત્પત્તિ, ઝાલા શબ્દ, ઝાલાની ઉત્પત્તિની કથાઓ અને ઝાલા રાજવંશની શાખાઓ ક્યાં ક્યાં ફેલાઈ તેનો અભ્યાસ કરીશું.

## (૨) રાજવંશની ઉત્પતિ અંગેના વિવિધ મંતવ્યો

ઝાલાઓની અસલ અટક તો મકવાણા છે કારણ કે તે બ્રહ્માના માનસ પુત્ર ભૃગુના પૌત્ર માર્કેન્ડેય ઋષિના વંશ જ ઉપરથી મકવાણા ગણાયા,માટે ઝાલાઓને ઋષિ વંશજ ગણવામાં આવે છે.માર્કેન્ડેયે અગ્નિમાંથી ઉત્પન્ન કરેલા કુંડમાલના વંશમાં કુંત અને કુંતના વંશમાં થયેલા હરપાલ મકવાણાના પુત્રો પછી ઝાલા તરીકે ઓળખાયા.

રાજકુમાર કોલેજના પ્રિ.સી.મેઈન એમ લખે છે કે ઝાલાઓ કાઠિયાવાડમાં આવ્યા એ પહેલાં મધ્ય કચ્છના 'મક' નામના પ્રદેશમાં રહેતા હતા તે પ્રદેશ ઉપરથી મકવાણા તરીકે પછી ઓળખાયા છે.

એચ.વિલ્બરફોર્સ એમ લખે છે કે મકવાણાઓ ગ્રીસમાંથી ઉતરી આવ્યા છે અને 'મકવાણા' શબ્દ મેસિડોનિયા શબ્દમાંથી નીકળ્યો છે જોકે આ મત યોગ્ય લાગતો નથી.

કર્નલ ટોડ એમ લખે છે કે ઝાલાઓ કાઠિયાવાડના દ્વીપકલ્પમાં વસે છે, પરંતુ તે સૂર્યવંશી, ચંદ્રવંશી કે અગ્નિવંશી પણ ગણાતા ન હતા. ઝાલાના પ્રાચીન ઈતિહાસ તથા અહીં વસવાના સબંધમાં કોઈ પ્રાચીન પરંપરા મળતી નથી. પરંતુ યવનોના પ્રથમ આક્રમણના સમયે આ જાતિઓ મેવાડના રાણાને પોતાના તરફથી યોગ્ય સહાયતા આપી હતી. રાજસ્થાનમાં તેમને મેવાડના રાણાઓ જ લાવ્યા હતા. પૃથ્વીરાજના ઈતિહાસમાં ઝાલા સરદારોનું અનેક જગ્યાએ વર્ણન મળે છે.

આપણે વિદ્વાનોના મતે અને શબ્દના અર્થ મુજબ ઝાલા શબ્દનો ઈતિહાસ જોઈએ. એક મત મુજબ ઝાલાઓ શ્વેતહુણોની 'જુવીઆ' નામની જાતિમાંથી ઊતરી આવ્યા છે, તથા જુવીઆમાંથી 'જાવલા' જાવલામાંથી જ્વાલા અને જ્વાલામાંથી ઝાલા તરીકે ઓળખાયા છે.બીજા મતમુજબ ઝાલાઓ સિંધમાંથી આવ્યા તેમજ ઝાલા શબ્દ સિંધી ભાષાના 'ઝલ્લા' (સરોવરને કાંઠે રહેનારા) શબ્દ ઉપરથી ઉતરી આવ્યો છે. ડો.કે.કા.શાસ્ત્રી લખે છે કે 'ઝલ્લોજઝલ્લિઅ' શબ્દમાંનો પૂર્ણતાનો ભાવ આપતો ઝલ્લ શબ્દ 'ઝાલા' શબ્દના મૂળમાં છે. જ્યારે 'ભગવતગોમંડળ' મુજબ ઝાલા શબ્દનો અર્થ પિતાથી વિખુટા પડેલો એવો થાય છે.

જયારે હિંદી ભાષામાં ઝાલા શબ્દનો અર્થ તેજલહર, તરંગમાલા, તરંગાવલી એવો થાય છે.

## (૩) રાજવંશના ઉત્પતિ અંગેની કથાઓ

આ બધા અનુમાનો અને અભિપ્રાયો 'મકવાણા' અટક માટે મળે છે. પછી બીજો પ્રશ્ન આપણી સમક્ષ આવીને ઊભી રહે છે કે તો પછી 'મકવાણા' માંથી ઝાલા અટક કેવી રીતે પડી.

ઝાલા શબ્દ કેવી રીતે અસ્તિત્વમાં આવ્યા તેના વિશે બારોટોના ચોપડાઓમાં અને 'ઝાલાવંશ વારિધિ' માં એક ચમત્કારિક કથા આપવામાં આવી છે કે રાજ હરપાળદેવે પાટડીમાં રાજ્યનું સ્થાપન કર્યા બાદ તેમને ત્યાં શક્તિના પેટે સોઢાજી, માંગુજી અને શેખરોજી નામે ત્રણ પુત્રો તથા ઉમાદે નામના એક પુત્રીનો જન્મ થયો કોઈ એક સમયે રાજ હરપાળદેવજીના ત્રણેય કુમારો તથા કેસરિયા ચારણનો દિકરો રામજી મંદિરની નજીક રહેલા વિશાળ ચોકમાં દડાથી રમી રહ્યા હતા.

આ સમયે હસ્તિશાળામાંથી એક મદોન્મત હાથી પ્રલયકાળની ગર્જના કરતા કરતા છૂટી ગયો અને દોડતો દોડતો ચોકમાં આવી ગયો આખા ચોકમાં હાહાકાર મચી ગયો વેપારીઓ દુકાનો બંધ કરી અંદર ઘુસી ગયા, જ્યારે હાથી તો આગળ વધી રહ્યો હતો. બધા પોકારો પાડવા માંડ્યા કે હાથી ગાંડો થયો છે. છતાં આ કુમારો નિર્ભય બની રમી રહ્યા હતા.

હાથી તો હવે ત્યાં જ આવી ગયો અને આ બાળકોને ઝપટમાં લીધા ત્યારે પરમ સુશોભિત શક્તિ રાજભુવનના સાતમાં માળના ઝરૂખે બેઠા બેઠા જોતા હતા આ જોઈ પોતે આ બાળકોને બચાવવા તરત જ ચતુર્ભુજ સ્વરૂપને ધારણ કર્યું અને માયાથી ચારે હાથ લંબાવીને ત્રણેય કુમારને ઝાલી લીધા અને ચારણના ચોથા છોકરાને ટાપલી મારી તેથી તે દૂર જઈને પડ્યો.

આટલા સમય સુધી એટલે હરપાળદેવ સુધી ઝાલાઓ મકવાણા અટકથી માર્કંડદેવના વંશજો તરીકે ઓળખાતા હતા. પરંતુ જ્યારથી કુમારોને શક્તિએ ઝાલ્યા ત્યારથી તેઓ ઝાલા અટકથી ઓળખાવા માંડ્યા અને જે ચારણના બાળકને શક્તિએ ટાપલી મારી હતી તેથી તેના વંશજો ટાપરિયા અટકથી ઓળખાય છે. આ કથા મુજબ 'ઝાલા' અટક આવી હોવાનું નોંધાયું છે.

## (૪) રાજવંશનો ઈતિહાસ આલેખતા ગ્રંથો અને સંશોધનો

ઝાલા રાજવંશનો ઈતિહાસ આલેખતા ગ્રંથો અને સંશોધનો આ પ્રમાણે છે.


**1. Mayne C, 'History of the Dhangadhara state' Calcutta**

**2. Bell Wilberforce, 'The History of Kathiawad' New Delhi**

**3. 'The Ruling Princes, Chiefs and Leading Personages in the western India state agency'.**

**4. Patel G.D. 'Surendranagar District Gazetteers' Ahmadabad**

૫. ટોડ જેમ્સ, "રાજસ્થાન ભાગ-૧ યા 'રાજપૂતો કા ઈતિહાસ'", જયપુર

૬. શુક્લ નથુરામ, "'ઝાલાવંશવારિધિ'" વાંકાનેર

૭. બાવીસી મુગટલાલ, 'લીંબડી રાજ્યનો ઈતિહાસ'" અમદાવાદ

૮. આહીર કોમલ એન. 'ધ્રાંગધ્રા રાજ્યના ઝાલા રાજવીઓ'અમદાવાદ

૯. જાની એસ.વી. "સૌરાષ્ટ્રનો ઈતિહાસ' અમદાવાદ

૧૦. ખાચર પ્રદ્યુમ્નભાઈ ભ. 'સૌરાષ્ટ્ર ગુજરાતના શાસકોની વંશાવળીઓ'જૂનાગઢ

૧૧. ખાચર પ્રદ્યુમ્નભાઈ ભ. (વોટસન જે.ડબ્લ્યુ. કૃત) 'કાઠિયાવાડ સર્વસંગ્રહ', સંશોધિત આવૃત્તિ જૂનાગઢ

૧૨. શાહ અમૃતલાલ, 'હિંદ રાજસ્થાન"' અમદાવાદ

૧૩. શાહ રતિલાલ ""મખવાનનો ઈતિહાસ' અર્થાત માંડલ, વિરમગામ, પાટડી, ધ્રાંગધ્રાનો ઈતિહાસ
૧૪. શાસ્ત્રી હરિપ્રસાદ/પ્રવીણચંદ્ર પરીખ, 'ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ' ભાગ-૮ /૯
૧૫ દેશાઈ શંભુપ્રસાદ 'સૌરાષ્ટ્રનો ઈતિહાસ' રાજકોટ
૧૬ આચાર્ય ઇન્દ્રવદન 'સૌરાષ્ટ્રના ઝાલા રાજવંશનો ઈતિહાસ' રાજકોટ

**(૫) રાજવંશના રાજ્યો**

હરપાળદેવે ઈ.સ.૧૦૯૦માં પાટડીમાં પોતાના રાજ્યની સ્થાપના કરી હતી. આ હરપાળદેવના પુત્રો ઝાલા તરીકે ઓળખાયેલા રાજવંશએ સૌરાષ્ટ્રમાં ધ્રાંગધ્રા, લીંબડી, વાંકાનેર, વઢવાણ, લખતર, સાયલા, ચુડા, રામપર-મેઘપર, અજમેર અથવા અદેપર, રાજપુર અને થળા વગેરે રાજ્યો સ્થાપ્યા હતા. આ સિવાય ઝાલા વંશના રાજવીઓએ માળવામાં રાયપુર, નરવર અને કોટા પાસે કુન્હાડીમાં અને રાજસ્થાનમાં સાદડી અને દેલવાડામાં પોતાના સ્વતંત્ર રાજ્યો સ્થપાયા હતા. ઝાલરા પાટણમાં પણ ઝાલાનું રાજ્ય હતું.

**(૬) સારાંશ / તારતમ્ય**

આ રીતે કાઠિયાવાડના એક મહત્વના ઝાલાવંશની સત્તા પાટડીમાં ઈ.સ.૧૦૯૦માં હરપાળદેવે સ્થાપી અને તેના ફાંટા રૂપ જ આપણે ઉપર જોયા મુજબના જુદા જુદા રાજ્યો સૌરાષ્ટ્રમાં અને છેક માળવા, રાજસ્થાન સુધી ફેલાયા હતા અને અંગ્રેજકાળમાં તો ઝાલાઓના રાજ્યવાળો વિસ્તાર ઝાલાવાડ તરીકે જ ઓળખાતો હતો. આજે હવે સરકારી ચોપડે ઝાલાવાડનું નામ ભૂંસાયુ છે, છતાં ઝાલા રાજવીઓના એ વિસ્તારને હજુ લોકો તો ઝાલાવાડ નામે જ ઓળખે છે. કાઠિયાવાડનો આ એક મહત્વનો રાજવંશ હતો કે જેણે એકાદ હજાર વર્ષ જેટલી સત્તા ભોગવી લોકોની  ખૂબ સારી સેવા કરી હતી.

## ૧. ઘનશ્યામસિંહજી (ધ્રાંગધ્રા) બાળપણ અને પ્રારંભિક કારકિર્દી અને ઘનશ્યામસિંહજીના પ્રજાકલ્યાણના કાર્યો

### પ્રસ્તાવના

ધ્રાંગધ્રાએ પ્રથમ વર્ગનું, એ વર્ગનું રાજ્ય હતું. કાઠિયાવાડમાં જૂનાગઢ, જામનગર, ભાવનગર અને ધ્રાંગધ્રા એ ચાર મહત્વના મોટા રાજ્યો ગણાતા હતા. રાજ અજીતસિંહજી ૩૯ વર્ષની ભરયુવાન વયે આખા શરીરે પ્રાણઘાતક શીતળા નીકળવાથી અવસાન પામ્યા. એ કાઠિયાવાડના કડક અને ઉગ્ર સ્વભાવના નિર્ભીક રાજવી તથા શિસ્ત પાલનના કડક આગ્રહી ગણાતા હતા. આ પછી ધ્રાંગધ્રાના ૪૨માં શાસક તરીકે શ્રી રાજ ઘનશ્યામસિંહજીએ સત્તા સંભાળી હતી. આ સમયે તેમની ઉંમર ૨૨ વર્ષની હતી. ત્યારે તેમણે પૂર્ણપણે પિતાના વારસા વહીવટ અને સુધારણા કાર્યને સંભાળીને રાજ્યને વધારે મજબુત કરવાનું કાર્ય કર્યું. ઘનશ્યામસિંહજીએ પોતાના પૂર્વજોના ઈતિહાસ અને કાર્ય તેમજ નીતિરીતીનું બરાબર ધ્યાન રાખી પોતે સ્વતંત્ર નીતિરીતિ ઘડીને રાજ્ય સત્તા સંભાળનાર રાજવી હતા. જેમના પિતાશ્રી કડક અને કોઈક બાબતોમાં અક્કડ હતા તે બધું જાણી જોઇને જ્ઞાનવૃદ્ધો પાસેથી અનુભવો અને સલાહ મેળવીને પોતે સમાધાનકારી વલણ ધરાવતા તથા પ્રજા અને ભાયાતો તેમજ અધિકારીઓ સાથે સુમેળભર્યા સંબંધો રાખી કાર્ય કરાવનાર રાજવી તરીકે ઉભરી આવ્યા. જેમ બને તેમ જતુ કરવાની ભાવના અને સમાધાનકારી વલણથી રાજ્યને અને પ્રજાને વધુ ફાયદો કરાવી શકાશે એમ માનીને ચાલનારા પ્રગતિશીલ રાજવી હતા. અંદરખાને એમ માનનારા ઘનશ્યામસિંહજી હતા કે પિતાએ આદરેલા અધૂરા કાર્યોને નમૂનેદાર રીતે પૂર્ણ કરવા.

### બાળપણ

માનવના જીવનમાં બાળપણની અસર અજ્ઞાન સ્વરૂપે કાયમને માટે રહેતી હોય છે. એમનુ બાળપણ ક્યા પ્રકારનું, કોની કોની સાથે અને ક્યા સંજોગોમાં વિત્યું હોય તેના આધારે જ તેના આખા વ્યક્તિત્વનો વિકાસ થતો હોય છે. જે જે વ્યક્તિના બાળપણથી જ માં-બાપ ગુજરી ગયા હોય અને તેઓ બીજા લોકોની છત્રછાયામાં ઉછર્યા હોય તેમની ઉપર તેની અસર રહેતી હોય છે. તેથી તેઓ ક્યારેક ડરપોક તો ક્યારેક વધુ કુશાગ્ર અને બુદ્ધિશાળી પણ બનતા હોવાનું જણાય આવે છે. રાજ ઘનશ્યામસિંહજીનો જન્મ તા.૩૧-૦૫-૧૮૮૯ના રોજ જામનગરના કુંવરી સુંદરબાની કૂખેથી થયો હતો. (સી .મેઈને આ જન્મ તારીખ ૨૯-૦૫-૧૮૮૮ આપે છે. પૃ.૧૫૧)



રાજ ઘનશ્યામસિંહજીના માતા-પિતાનું અવસાન પોતે પૂર્ણ યુવાન વયે પહોંચ્યા ત્યારે થયું હતું. આથી એમણે માતા-પિતાની એ સમયની દેખરેખ અને સારસંભાળ ગુમાવી હતી.

## શિક્ષણ

રાજ ઘનશ્યામસિંહજીની બાળપણથી જ તબિયત નરમ ગરમ રહેતી હતી.આથી તેમના શિક્ષણ માટેની વ્યવસ્થા રાજમહેલમાં જ એક ટ્યુટર દ્વારા કરવામાં આવી હતી. આ દરમ્યાન તેઓ રાજમહેલમાં જ રહેતા કરતા વિચારતા બાળક રહ્યા હતા. પરંતુ એ પછીથી તેમને અન્ય રજવાડાના રાજકુમારોની જેમ જ રાજકોટની રાજકુમાર કોલેજમાં દાખલ કરવામાં આવ્યા હતા. ત્યાં તેમની સાથે કોંઢના રાણાશ્રી માનસિંહજી વાલી અને શિક્ષક તરીકે સાથે રહ્યા હતા. (આ માનસિંહજી પછીથી ધ્રાંગધ્રા રાજ્યના દીવાન બન્યા હતા.)

રાજકુમાર કોલેજના શિક્ષણ બાદ ઘનશ્યામસિંહજીને ઇંગ્લેન્ડમાં સ્કોટલેન્ડ યાર્ડ ખાતે અપરાધશાસ્ત્ર અને જાસુસી કાર્યના અભ્યાસ માટે દાખલ કરવામાં આવ્યા હતા. ત્યાં તેમણે પાંચ વર્ષ સુધી એ મહત્વની અને ગંભીર ગણી શકાય તે પ્રકારની તાલીમ લીધી અને ૧૯૦૮-૦૯માં ધ્રાંગધ્રા પાછા ફર્યા હતા. પોતે અપરાધશાસ્ત્ર અને જાસુસ ખાતાનો અભ્યાસ કરેલા હોવાથી તેમના પિતાશ્રીએ તેની એ આવડતનો લાભ લેવા માટે રાજ્યના પોલીસ કમિશ્નર પદે જ નિમણુંક કરી દીધી હતી. તેથી તેમને અભ્યાસ બાદ જ એ તક પ્રાપ્ત થતાં પોતાના જ્ઞાનનો સુયોગ્ય વિનિયોગ કરી શક્યા હતા.

## કારકિંદી ઘડનાર પરિબળો

કોઇપણ વ્યક્તિની ૮ થી ૧૮ વર્ષની વય દરમ્યાન જે કોઈ તે અનુભવે છે, શીખે છે, તેના આધારે તેની કારકિંદી ઘડાતી હોય છે. રાજ ઘનશ્યામસિંહજીની કારકિંદી ઘડનાર પરિબળો તરીકે ત્રણ – ચાર મુદ્દાઓને ગણાવી શકાય (૧) ધ્રાંગધ્રાના રાજમહેલમાં શિક્ષણ પ્રાપ્ત કર્યા સમયનું વાતાવરણ (૨) ચાર વર્ષ રાજકોટની રાજકુમાર કોલેજમાં અભ્યાસ કર્યો એ સમયગાળા દરમ્યાન તેમના બાળમાનસ ઉપર પાશ્ચાત્ય કેળવણી અને પરદેશી રીતભાતની અસર (૩) ઈંગ્લેંડના અભ્યાસ દરમ્યાન પરદેશની ધરતીના અનુભવો. જયારે ઘનશ્યામસિંહજી ઈંગ્લેંડમાં અભ્યાસ કરતાં હતા ત્યારે તેઓ કાઠિયાવાડના ભૂતપૂર્વ પોલિટીકલ એજન્ટ ચાર્લ્સ ઓલીવન્ટના નિરીક્ષણ અને માર્ગદર્શન હેઠળ રહ્યા હોવાથી સ્વાભાવિક છે કે તેની પણ કેટલીક નીતિરીતિની તેમના ઉપર થોડા ઘણા અંશનો જરૂર અસર પડી હતી. જેને હિસાબે તેઓ સમયના પાબંધ અને વહીવટી બાબતોમાં નિષ્ણાંત બન્યા હતા.

## રાજ્યાભિષેક અને લગ્ન

રાજ ઘનશ્યામસિંહજીના રાજ્યાભિષેક સમયે રાજ્યમાં દુષ્કાળની પરિસ્થિતિ પ્રવર્તતી હતી. અને શીતળાના રોગે કાળો કેર મચાવ્યો હતો. આથી તેમના રાજ્યારોહણમાં એ બધા પરિબળોને વિચારીને બહુ ધામધૂમ કરવામાં આવી ન હતી અને માત્ર રાજ્યની ક્ષત્રિય પરંપરા મુજબ સાદાઈથી તેમનું રાજતિલક કરી ગાદીએ ૨૩ વર્ષની ઉંમરે બેસાડવામાં આવ્યા હતા. અહીં આપણે એક બાબત જોઈ શકીએ છીએ કે સમજુ રાજા-રજવાડાઓ પણ રાજ્યની કથળેલી પરિસ્થિતિ વખતે પ્રજા ઉપર વધુ ભાર ન આવે એટલા માટે સાદગીપૂર્ણ રીતે ઉત્સવો ઉજવાતા હતા એનું આ પ્રસંગ ઉદાહરણ છે.

રાજ ઘનશ્યામસિંહજીના લગ્ન નવાનગર, ભાદરા, કોટડાસાંગાણી, આમેટા, નવાનગર એમ પાંચ રાજ્યના કુંવરીઓ સાથે લગ્નો થયા હતા.

### પ્રજાકલ્યાણના વિવિધ  કાર્યો

રાજ ઘનશ્યામસિંહજીના પિતા અજીતસિંહજીએ રાજ્યમાં સુધારાની જે પ્રવૃત્તિ હાથ ધરી હતી અને પોતે નાની વયે અવસાન પામતા એમની અધુરી કામગીરીને તમામ ક્ષેત્રોમાં આગળ વધારવાનું કાર્ય રાજ ઘનશ્યામસિંહજીએ પોતાના અનુભવો અને પોતાની આવડતનો ઉપયોગ કરીને કર્યું હતું. જેમાં તેમને પાશ્ચાત્ય કેળવણી લીધેલા તેમજ પોતાના સમાધાનકારી અને સહકારી વલણ ધરાવતા હોવાથી તેઓ રાજ્ય વહીવટ કરવામાં સફળ થયા હતા.

#### ૧. રાજ્ય વ્યવસ્થા

કોઇપણ નવો શાસક જયારે રાજગાદી સંભાળે છે ત્યારે પોતાની આવડત, અનુભવ અને આસપાસના વાતાવરણને જોઇને પોતાના રાજ્યતંત્રમાં કેટલાંક ફેરફારો કરી પોતાને અનુકૂળ રાજ્ય વ્યવસ્થાનું ઘડતર કરી પ્રજામાં વધુ સારા શાસક તરીકે ઉભરી આવવાની આશા સેવે છે. આવા જ કોઈ હેતુસર રાજ ઘનશ્યામસિંહજીએ પણ રાજગાદી સંભાળીને પોતાના વહીવટીતંત્રને સક્ષમ અને સુઘડ બનાવવા કેટલાંક પગલાં લીધા હતા જેમ કે કર્મચારીઓની પસંદગી, બઢતી, નિવૃત્તિ અને પેન્શન યોજના આ બાબતે ધરખમ ફેરફારો કરી કર્મચારીઓની કાર્યક્ષમતા વધારી તેમને રાજ્ય પ્રત્યે વધુ વફાદાર બનાવવા માટે આ સુધારા કર્યા હતા.

કર્મચારીઓ પછી રાજ્યનો બીજો આધારસ્તંભ ભાયાતો આવે આથી તેમણે પોતાના ભાયાતો સાથે સારા જ સંબંધો રાખવા છે એમ વિચારી ભાયાતો સાથે ખૂબ જ મનમેળ કરી થોડું ઘણું જતું કરીને પણ ઉત્તમ સંબંધો કેળવ્યા હતા,જે તેમની આવડત અને ઉદારતા બતાવે છે.

સમગ્ર રાજ્યનનો વહીવટીતંત્ર અને આધાર દીવાન ઉપર જ નિર્ભર રહે છે. આથી જે રાજ્યમાં સક્ષમ દીવાન કે કારભારી કે કામદાર હોય તેનું રાજ્ય તેનું રાજ્ય વધુ મજબુત અને સુદ્રઢ બની શકે. આથી રાજ ઘનશ્યામસિંહજીએ પોતાના ટ્યુટર શિક્ષક અને વાલી સમા કોંઢના રાણા માનસિંહજીને જ દીવાનપદે નિયુક્ત કરી ઘણા બધા પ્રશ્નોનો ઉકેલ લાવી દીધો હતો. તથા બીજા ભાયાતો ભભુતસિંહજીને રેવન્યુ કમિશ્નર અને નટવરસિંહજીને પોલીસ કમિશ્નર તથા ઝાલા સબળસિંહજીને પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ બનાવીને રાજ્યનું વહીવટીતંત્ર સક્ષમ અને વિશ્વાસપૂર્ણ રીતે ચાલે તેવું બનાવ્યું હતું.

વહીવટીતંત્ર અને પોલીસતંત્ર સારું હોય પરંતુ જો ન્યાયતંત્ર નબળું હોય તો પણ ઉપરોક્ત બાબતો નિષ્ફળ જાય આથી તેમણે ન્યાયતંત્ર વિશે પણ ધ્યાન આપીને ધ્રાંગધ્રામાં હજૂર કોર્ટ, સેશન્સ અને ડીસ્ટ્રીક્ટ કોર્ટ અને સિટી મેજીસ્ટ્રેટની કોર્ટ તથા દીવાની ન્યાયધીશની કોર્ટ સ્થાયી હતી. આ સિવાય મેથાણ, હળવદ, સીતાપુર અને ચરાડવામાં પણ ન્યાયાલયો સ્થાપ્યા હતા. જેમાં બીજા વર્ગનો ન્યાયધીશ કાર્ય કરતો હતો. જેથી કરીને સામાન્ય વ્યક્તિને ન્યાય મેળવવા માટે રાજધાનીમાં નહીં પણ મહાલમાં જ ન્યાય મળી શકે.

#### ૨. લશ્કર અને પોલીસતંત્ર

આ બંને ખાતાઓ ખૂબ જ મહત્વના અને ચપળ, કડક તથા પ્રમાણિક રાખવા ખૂબ જરૂરી હોય છે. આથી રાજ ઘનશ્યામસિંહજીએ આ બંને ખાતાઓ તરફ દીર્ઘદ્રષ્ટિથી વિચારીને કેટલાંક સુધારાઓ કરાવ્યા જેમ કે તેમના પિતાશ્રીને ઉત્તમ લશ્કર રાખવાનો જબરો શોખ હોવાથી તેમણે તોપદળ, અશ્વસેના અને મકવાણા પાયદળ રાખ્યું હતું. પરંતુ બહુ મોટી આવક નહીં ધરાવતા આ રાજ્યને પણ તેની પાછળ ૬૦

થી ૭૦ હજાર રૂપિયાનો જંગી ખર્ચ લાગતો હતો. આથી ઘનશ્યામસિંહજીએ વિચાર્યું કે આ સમયમાં આવી બધી લશ્કરી ટુકડીઓ રાખવાની જરૂર નથી. માટે તેમણે લશ્કરી ખર્ચ ઘટાડવા માટે મકવાણા પાયદળની ટૂકડીઓ, અશ્વસેના વગેરે વિખેરી નાખી એ લોકોને પોલીસદળમાં સમાવી લીધા અને પોતે આ બાબતમાં નિષ્ણાંત હોવાથી પોલીસદળનું પુનઃગઠન કર્યું તેથી લશ્કરી ખર્ચ ઘટીને ૧૫ થી ૧૭ હજારનો થઈ ગયો આ રીતે રાજ્યને ૫૦૦૦૦ રૂ.ની બચત થઈ અને ઉત્તમ પોલીસતંત્રનું સર્જન કર્યું હતું.

પોલીસવડા તરીકે નટવરસિંહજીને નીમ્યા અને તેના હાથ નીચે જિલ્લા નિરીક્ષક, હેડકવાટર નિરીક્ષક-૬, મુખ્ય કોન્સટેબલો તેમના નીચે ૩૦૬ પોલીસ, એક હેડ કોન્સટેબલ, ૪૦ માઉન્ટેન સવારો અને ૧૨ ઊંટ સવારો રાખવામાં આવ્યા. ગામડાઓ માટે ૭૭ પોલીસ પટેલો અને ૩૦૦ પગીઓને પસાયતા તરીકે ગામડાંની સલામતી અને વ્યવસ્થા માટે નીમ્યા હતા. પોલીસખાતાને માટે બે નવા કાનૂનો પણ ઘડ્યા ટ્રામ વે એક્ટ અને નાના બાળકોને બીડી પીવાની મનાઈનો કાયદો કર્યો હતો.

૩.ખેતીવાડી અને પશુપાલનને લગતા સુધારાઓ

રાજ ઘનશ્યામસિંહજીએ પોતાની કુશાગ્ર બુદ્ધિથી ખેતીને સુધારવા માટે સૌ પ્રથમ પોતાના રાજ્યના ખેડૂતોને અને ખેતીની પરિસ્થિતિ જાણી અને તેમાં શું શું કરવાની જરૂરિયાત છે. રાજ્યની ખેતી અને ખેડૂતો કેમ પછાત રહે છે એ બધા તારણો મેળવવા જેમનું મુખ્ય તારણ દુષ્કાળ, રાજ્યની નીતિ-રીતિ વગેરે હતું. ખેડૂતોને રાજ્ય તરફથી મદદ અને હૂંફની જરૂર હતી એવા સમયે ઘનશ્યામસિંહજીએ ખેડૂતોને રાહત મળે એ માટે કેટલાંક પગલાંઓ ભર્યા. સિંચાઈની સગવડતા વધારવા માટે નવા કૂવાઓ ખોદાવવા અને નવો કૂવો ખોદાવનાર ખેડૂતને આર્થિક મદદ પણ કરવા લાગી. જેમાં ૨૦૦૦ જેટલાં કૂવાઓ ખોદાવવામાં ખેડૂતોને મદદ કરવામાં આવી. દુષ્કાળના સમયે બોર માટે ડ્રીલીંગ મશીનોનો ઉપયોગ કરી પાણી મેળવવામાં આવ્યું હતું. તથા દુષ્કાળના સમયે અનાજની અછત ટાળવા અનાજનો બફર સ્ટોક ઊભો કરવામાં આવ્યો હતો. અવાર-નવાર પડતા દુષ્કાળોને હિસાબે ખેડૂતો ખેતી તરફનો રસ ઓછો કરતાં જતાં હતા ત્યારે ખેડે તેની જમીનનો કાયદો પ્રસિદ્ધ કરી ખેડૂતોને ખેતી કરવા માટે પ્રોત્સાહન આપવામાં આવ્યું હતું. આથી તેમના કાળમાં રાજ્યમાં ધીરે ધીરે ખેતીની જમીનમાં વધારો થતો ગયો. ખેતી અને ઉદ્યોગોને મજૂરોની અછત નડતી તે ખાળવા માટે ખાનદેશ અને મારવાડથી મજૂરોને બોલાવી વસાવવામાં આવ્યા હતા. આ ઉપરાંત ખેડૂતોને બળદ અને બિયારણ માટે તગાવી લોન આપવામાં આવતી હતી. ઉપરાંત કૃષિબેંક અને રાજ્ય તરફથી ઓછા વ્યાજની લોન ખેડૂતોને અપાતી તથા જે જે ખેડૂતો આવી લોન ન ભરી શકે તેના તરફ કડક ઉઘરાણી રાખવામાં આવતી નહોતી. રાજ્યના ખેડૂતો સદ્ધર બનાવવા માટે તેમને ખેતીની નવી પદ્ધતિ અને નવા નવા સ્થળોની (ડુમસના ફાર્મની) મુલાકાતો લેવડાવી હતી. આ ઉપરાંત દુષ્કાળ સમયે રાહતકાર્યો ચલાવતા તથા પશુ માટે નિરણ કેન્દ્રો ખોલવામાં આવતા હતા. દુષ્કાળની ચર્ચા વિચારણા માટે કડવા કણબી પટેલોનું રાજધાનીમાં એક સંમેલન બોલાવવામાં આવ્યું હતું. ખેડૂતો પોતાના પશુપાલનને સારી રીતે જાળવી શકે સમજી શકે એટલા માટે કેટલ શો ના આયોજન કરવામાં આવતા અને પશુઓના ચરિયાણ માટે રાજ્યની માલિકીની વીડીઓ ખુલ્લી મૂકી દેવાય હતી. ઉપરાંત ખેડૂતોને પશુચારો ઉગાડવા માટે પ્રોત્સાહન રૂપે તગાવી આપતા હતા. ટીકરમાં ૫૦૦ એકર નવી જમીન ખેતીલાયક બનાવવામાં આવી હતી.

પશુઓના ખરીદવેચાણ ઉપર રાજ્ય શીંગોટીવેરો લેતું હતું, તે ઘનશ્યામસિંહજીએ રદ કરી નાખી પશુપાલનને ઉત્તેજન આપ્યું હતું. રાજ્યના પશુપાલકોને વિવિધ પ્રકારની માહિતી અને સગવડતાઓ પણ પૂરી પડાતી હતી. જેમ કે સારી ઓલાદના પશુઓ કેમ મેળવવા, ચેપીરોગ સમયે સાવચેતીના પગલા વગેરે.

ધ્રાંગધ્રા રાજ્યના ખેડૂતો કપાસનું વધુ ઉત્પાદન કરતાં અને તે કપાસને મુંબઈ અને ભરૂચના કપાસ જેવા ભાવ મળતાં આથી ખેડૂતો માટે કોટન એકસચેન્જ બનાવવામાં આવ્યું હતું. આ સિવાય જમીન મહેસૂલમાં સુધારો કરી નવી કાયમી મહેસુલ પ્રથા બુદ્દા પ્રથા દાખલ કરવામાં આવી હતી.

### ૪. આરોગ્યની સુવિધાઓ

પહેલું સુખ એ જાતે નર્યા તેવી એક ઉક્તિ છે જો માણસનું શરીર સારું રહે તો જ તે બધા જ પ્રકારના સુખ ભોગવી શકે છે. એટલા માટે રાજ્યે પ્રજાના આરોગ્ય બાબતે પણ ચિંતા સેવી હતી અને મહારાણી પ્રાણકુંવરબા નું સ્ત્રી દવાખાનાના અભાવે અવસાન થયું એ વ્યથા અનુભવી ઘનશ્યામસિંહજીએ બીજી સ્ત્રીઓને આવું દુઃખ કે અગવડતા ન પડે તે માટે તા.૧૪-૦૭-૧૯૧૩ના રોજ મહારાણી પ્રાણકુંવરબા જનાના હોસ્પીટલનું ખાતમૂહર્ત કર્યું અને એ જ સાલમાં તેનું કામ પૂર્ણ કરી દવાખાનાંમાં સ્ત્રી ડોક્ટર મિસ રૂથ દેવજીની નિમણુંક કરી હતી. રાજ્યમાં પ્રિન્સ ઓફ વેલ્સ હોસ્પિટલ તો હતી જ તેમાં ઓપરેશન થિયેટર અને આધુનિક સગવડતાઓ ઊભી કરવામાં આવી પ્રિન્સ ઓફ વેલ્સ હોસ્પીટલના વડા તરીકે એ સમયે પારસી ડો.દરાસા એચ.બારીયા ફરજ બજાવતાં હતા. આ સુવિધા તો રાજધાનીમાં મળતી હતી. પરંતુ આ ઉપરાંત મહાલો અને ગામડાઓના લોકો માટે રાજ સીતાપુર, મેથાણ, ટીકર, ઉમરડા, ચરાડવામાં દવાખાનાંઓ ખોલવામાં આવ્યા હતા. જાન્યુઆરી ૧૯૧૮માં રાજ્યમાં પ્લેગનો રોગશાળો ફાટી નીકળતા રાજ્યે પ્રજાના આરોગ્ય અને સ્વાસ્થ્યની સાચવણી માટે પૂરતા પગલાં લઈને માનવ ખુવારી અટકાવવાનું સ્તુત્ય કાર્ય કર્યું હતું.

રાજ્યમાં કોઇપણ સ્થળે સર્પદંશ, પ્રસુતિ કે અકસ્માતના ગંભીર કેસ બનતા સમયે રાજ્યની મોટરો દ્વારા તાત્કાલિક ડોકટરો જે તે સ્થળે પહોંચાડવામાં આવતા હતા.ઘનશ્યામસિંહજીના સમયમાં જ ધ્રાંગધ્રાની હોસ્પીટલમાં નાક, કાન, ગળા વગેરે દર્દોના વિભાગો ઊભા કરવામાં આવ્યા હતા તથા રેડક્રોસ સોસાયટી તરફથી હોસ્પીટલને એમ્બ્યુલન્સની સગવડતા પણ પ્રાપ્ત થઈ હતી. અન્ય દેશી રજવાડાઓની તુલનામાં ધ્રાંગધ્રા રાજ્યમાં આરોગ્યની સુવિધાઓ અનેરી હતી અને ૧૯૨૩થી એક્સરે સુવિધા પણ હોસ્પીટલમાં ઉપલબ્ધ બનાવાય હતી.

રાજ્યના પશુ દવાખાનાંમાં પશુ ચિકિત્સક તરીકે અકબરખાન કાર્ય કરતા હતા.અને ગામડાઓમાં ફરી ફરીને ખેડૂતો અને પશુપાલકો કોને યોગ્ય માર્ગદર્શન આપતા અને પશુરોગોમાં ઉપચાર કરતા હતા.

### ૫. સામાજિક અને સાંસ્કૃતિકક્ષેત્રે સુધારા

બહુમુખી પ્રતિભા ધરાવનાર શાસકો હંમેશા પ્રજાજનોની તમામ ક્ષેત્રની સુખ સુવિધા અને મનોરંજન માટે વિચારે છે. આથી ઘનશ્યામસિંહજીએ ત્યજાયેલા કે અનાથ બાળકોના પોષણ માટે પોતાના માતુશ્રી સુંદરબાના નામ ઉપરથી અનાથ આશ્રમ સ્થાપ્યો હતો. જેનો ખર્ચ રાજ્ય ભોગવતું હતું. નિરાશ્રિત વિધવાઓને અનાજના રૂપમાં સહાય આપવામાં આવતી હતી. લોકોના મનોરંજનના અર્થે ધ્રાંગધ્રામાં જસવંતબાગ અને માસાહેબ બાગ ખુલ્લા મૂકવામાં આવ્યા હતા. જસવંતબાગ અને

શક્તિમંદિરમાં દર અઠવાડિયે રાજ્યનું બેન્ડ વગાડવામાં આવતું હતું. ઉપરાંત માનસાગર અને રણમલ સાગર નામના તળાવોને હરવા ફરવાના સ્થળ તરીકે વિકસાવવામાં આવ્યા હતા.

ઘનશ્યામસિંહજીના સમયમાં જ ધ્રાંગધ્રામાં વીજળીઘરની સ્થાપના કરવામાં આવી અને શરૂઆતમાં રાજમહેલમાં એ સુવિધાનો ઉપયોગ કરવામાં આવતો હતો. પરંતુ પછીથી બજારમાં અને લોકોને પણ સમયાંતરે વીજળીનો લાભ અપાયો હતો.

### ૬. ઉદ્યોગધંધા

રાજ્યના મોટાભાગના લોકોનો ધંધો ખેતીનો હતો પરંતુ ધ્રાંગધ્રા રાજ્યમાં મીઠા ઉદ્યોગ ખૂબ જ સારી રીતે વિકસ્યો હતો અને રાજ્યનું વડાગરું મીઠું ખૂબ જ વિખ્યાત હતું. તથા રાજ્યમાં કેટલાંક સ્થળે પથ્થરોની જબરી ખાણો હતી. તેમાંથી ઘંટીના પડ બનતા હતા. રાજ્યમાં ખૂબ જ મોટા પ્રમાણમાં સારો કપાસ પાકનો હોવાથી હળવદ અને ધ્રાંગધ્રામાં જીનીંગ ફેકટરીઓ ઊભી થઈ હતી. ઈ.સ.૧૯૧૭માં વુલન કાર્પેટ મેકિંગ ઉદ્યોગની શરૂઆત થઈ તથા ઈ.સ.૧૯૨૬માં ધ્રાંગધ્રા કેમિકલ્સ વર્કસ અને શક્તિ આલકલી વર્કસ (૧૯૨૯) અને આ સિવાય છિંકણી ઉદ્યોગ, મેગ્નેશિયમ ક્લોરાઈડ બનાવવાનો ઉદ્યોગ વિકસ્યા હતા. આ શક્તિ આલકલી વર્કસએ એશિયાનું સૌ પ્રથમ સોડાએસનું કારખાનું હતું. ઈ.સ.૧૯૩૬માં મેસર્સ ભાનુદત્ત રાવળ ટાવર ક્લોકની ફેક્ટરી ધ્રાંગધ્રામાં શરૂ થઈ હતી અને તે ફેક્ટરીએ દેશ-વિદેશમાં ૩૦૦ ટાવર ક્લોક બનાવી મોકલ્યા હતા. ધ્રાંગધ્રા રાજ્યમાં બીડી ઉદ્યોગ, બાલજીવન સોગટી, તેલની ઘાણી, વિવિંગ ફેક્ટરી વગેરે પણ શરૂ થઈ હતી.

આ ઉદ્યોગોના વિકાસમાંથી મજુરોના પ્રશ્નો પણ ઊભા થયા હતા. જેથી રાજ્ય સામે ઈ.સ.૧૯૧૩ માં મહાજનોએ વિરોધ નોંધાવી હડતાલ પાડી હતી.

### ૭. નવા ગામોની સ્થાપના

મોટાભાગના રજવાડાઓ પોતાની સગવડતા અને લોકોની જરૂરિયાત અનુસાર નવા ગામોની સ્થાપના કરતા હતા. જેમના નામ મોટેભાગે પોતાના અને રાજ પરિવાર ઉપરથી જ રાખવામાં આવતા હતા. એ મુજબ ઘનશ્યામસિંહજીએ પ્રાણગઢ (પ્રાણકુંવરબા), સુંદરગઢ (સુંદરબા), નંદુગઢ, સજ્જનગઢ (સજ્જનકુંવરબા) રણજીતગઢ,ઘનશ્યામગઢ (ઘનશ્યામસિંહજી પોતે) અને નિમકનગર વગેરે નામના ગામો વસાવ્યા હતા.

### ૮. શિક્ષણ

મહારાજા ઘનશ્યામસિંહજી પોતે જ ઉચ્ચ શિક્ષણ પામેલા હોવાથી શિક્ષણનું મહત્વ સારી રીતે સમજ્યા હોવાથી રાજ્યમાં શિક્ષણની સુવિધાઓ વધારવામાં તેમનો મહત્વનો ફાળો રહ્યો હતો. રાજ્યમાં પ્રાથમિક શિક્ષણ તો મફત હતું જ પછીથી માધ્યમિક શિક્ષણ પણ મફત કરવામાં આવ્યું હતું. અને પોતે રાજ્યારોહણ સમયે વિજ્ઞાન અને ખેતીના અભ્યાસમાં ઉત્તેજન માટે બે સ્કોલરશીપોની જાહેરાત કરી હતી. આ ઉપરાંત પોતે અવારનવાર રાજકુમાર કોલેજ, ગરાસિયા છાત્રાલયો અને અન્ય શૈક્ષણિક સંસ્થાઓને દાન આપતા હતા. અજીતસિંહ હાઇસ્કૂલમાં કેટલીક સુવિધાઓ પોતે ઊભી કરી હતી. તેમાં પ્રેક્ષકગૃહ, થિયેટર અને પર્શિયન ભાષા શીખવવાની સગવડ ઊભી કરી હતી. ગરીબ વિદ્યાર્થીઓને મફત પુસ્તકો આપવાની વ્યવસ્થા કરી હતી તથા શિક્ષકોના પગાર વધારવામાં આવ્યા હતા. અજીતસિંહ હાઇસ્કૂલમાં સેન્ટ જ્હોન એમ્બ્યુલન્સ સોસાયટીના પ્રાથમિક ઉપચારના વર્ગો તથા મુંબઈની સ્કૂલ ઓફ આર્ટના પ્રથમ

અને બીજા ગ્રેડની ડ્રોઈંગની પરીક્ષાની સુવિધાઓ ઊભી કરવામાં આવી હતી. ધ્રાંગધ્રામાં લેડી હાર્ડીંજ કન્યા શાળા હતી. આ ઉપરાંત હળવદ, સીતાપુર, ચરાડવા અને ટીકરમાં અંગ્રેજી શાળાઓની સુવિધા હતા. રાજપૂતોના બાળકો માટે અજીતસિંહજી હોસ્ટેલ અને ઘનશ્યામસિંહજી હોસ્ટેલ એમ બે હોસ્ટેલની સુવિધા હતી. ટૂંકમાં રાજ્યે રાજ્યની શિક્ષણ વ્યવસ્થા તરફ ખાસ ધ્યાન આપી વિવિધતા સભર શિક્ષણ અને માનસિક શારીરિક અને ભાવિનું ઘડતર થાય એવી કેટલીક પ્રવૃત્તિઓ શિક્ષણની સાથે જ જોડી દઈને ઉત્તમ કામ કર્યું હતું.

**૯. વાહન વ્યવહારની સુવિધા અને સંદેશા વ્યવહારના સાધનો**

માણસ પાસે ગમે તેટલી સંપત્તિ હોય પણ આ બે બાબતોના અભાવમાં એ સંપત્તિનો એ લાભ લઈ શકતો નથી આથી શાસકો વાહન વ્યવહાર અને સંદેશા વ્યવહારના સાધનો વધારવાનો પોતાનો માટે અને પ્રજા માટે અવશ્ય વિકાસ કરતા હોય છે. ઈ.સ.૧૯૧૫માં ધ્રાંગધ્રા હળવદ રેલવે છ લાખના ખર્ચે બંધાઈ હતી. રાજ માનસિંહજીના સમયમાં ઈ.સ.૧૮૯૮માં ધ્રાંગધ્રા વઢવાણ રેલવે બંધાઇ હતી. ધ્રાંગધ્રામાં શક્તિ મંદિરથી દિલ્હી દરવાજા સુધી ટ્રામ વે ની સુવિધાની શરૂઆત ૨૪ ઓક્ટોબર ૧૯૧૬ થી કરવામાં આવી હતી. રાજ્યમાં ટેલીફોનની સગવડતા પણ આ સમયમાં પુરી પાડવામાં આવી હતી.

**સાર્વભૌમ સત્તા સાથેના સંબંધો**

ભારતમાં બ્રિટીશરો સર્વોપરી સત્તાધીશ હતા. તેમજ તેમની પાસે વધુ શક્તિ, સંગઠન અને પૈસો હોવાથી મોટાભાગના રાજવીઓ તેમની સાથે સારા સંબંધો જ રાખતા હતા. એવી જ રીતે બ્રિટીશ સત્તાધીશો પણ પોતાની સત્તાને વધુ મજબુત અને અડચણ વિનાની બનાવવા માટે રાજવીઓને યેનકેન પ્રકારે ખુશ રાખવાની કોશિષ કરતા તેમાં રાજાઓને જુદા જુદા ઇલ્કાબો આપતા હતા. ઘનશ્યામસિંહજીને ઈ.સ.૧૯૧૭માં **K.C.S.I.** નો અને ઈ.સ.૧૯૧૮માં 'મહારાજા'નો અને ઈ.સ.૧૯૨૨માં **G.C.I.E.** નો ઈલ્કાબ બ્રિટીશ સત્તાધીશોએ આપ્યો હતો. જ્યારે સામે પક્ષે ઘનશ્યામસિંહજીએ પ્રથમ વિશ્વયુદ્ધમાં બ્રિટીશરોને તન, મન ધનથી મોટી રકમ રોકીને મદદ કરી હતી.

**રાષ્ટ્રીય ચળવળ પ્રત્યેનો અભિગમ**

સ્વાભાવિક છે કે કોઇપણ રાજ સત્તાધિશોને પ્રજાકીય લોકશાહીગત રાષ્ટ્રીય ચળવળો ચાલે કે તેમના વિરુદ્ધ કોઇપણ હલચલ દેખાય તે પસંદ પડે નહીં એ રીતે રાજ ઘનશ્યામસિંહજીના સમયમાં રાજ્યે એ પ્રકારનું જ વલણ દાખવ્યું હતું. એ સમયે પ્રજાના પ્રશ્નો અને ઉકેલો માટે કાઠિયાવાડ રાજકીય પરિષદ કાર્ય કરતી હતી. તેનું અધિવેશન ધ્રાંગધ્રામાં ભરાવાનું નક્કી થયું હતું. પરંતુ તે બાબતને ઘનશ્યામસિંહજીએ પારખીને પરિષદ ભરવાની મંજુરી આપી ન હતી. આથી તેના કાર્યકર્તાઓએ તેમના વિરોધમાં ૨૧ સપ્ટેમ્બર ૧૯૩૨ના રોજ ધ્રાંગધ્રા દિન ઉજવ્યો અને ૭૦ દિવસની હડતાલ પડી ત્યારે રાજ્યે તેના ઉપર દમનનો કોરડો વિંઝ્યો હતો. પરંતુ તેમ છતાં આ પ્રજાકીય ચળવળ અને લોકશાહીગત વિચારોને ડામી શકાયા નહોતા.

**મૂલ્યાંકન**

ઘનશ્યામસિંહજી પાશ્ચાત્ય કેળવણી લીધેલા તથા ખૂબ હરેલા ફરેલા બહુમુખી પ્રતિભા ધરાવનારા રાજવી હોવાથી તેમણે પોતાની પ્રજાના એકે એક પ્રશ્નનો અને સુખ સુવિધાઓનો અવશ્ય વિચાર કર્યો જેમ કે વિજળી, પાણી, ખેતી, ટેલીફોન, ટ્રામ વે, આરોગ્યની સુવિધાઓ તથા કાયદા કાનૂન તેમના આવા

સુધારાથી રાજ્ય આધુનિકતાના પંથે આગળ વધ્યું અને રાજ્યમાં કેટલીક મુશ્કેલીઓ હતી. ખોટાં ખર્ચાઓ થતાં તે બધા ઉપર કાપકૂપ કરીને ઉત્તમ રાજ્ય બનાવવાનો તેમણે પ્રયત્ન કર્યો હતો. તેમ જોઈ શકાય છે. વળી પોતે દરેક અગવડતાઓ અને સગવડતાઓના સૌ પ્રથમ કારણો શોધતા હતા તેથી તેઓ વધુ સફળ થઈ શક્યા હતા.

ઘનશ્યામસિંહજી ગાદીએ આવ્યા ત્યારે રાજ્યને ખાનગી અને સરકારી રૂ. ૧૪ લાખનું દેવું હતું તે દેવામાંથી થોડાંક સમયનો પોતે મૂક્તિ મેળવી હતી.એજ તેમની રાજ આવડતનો નમૂનો ગણાવી શકાય.

રાજ ઘનશ્યામસિંહજીની શાસન પદ્ધતિ અને શાસન વ્યવસ્થા ઉપર તલસ્પર્શી નજર કરતાં જણાય આવે છે કે જે શાસક સૌ પ્રથમ પુરી રાજ્ય વ્યવસ્થાથી માહિતગાર થાય અને તેના પ્રશ્નો સમજે તેમજ ઉકેલવા મથે તે શાસક મોટાભાગે અવશ્ય સફળ થતો હોય છે. પરંતુ જે શાસક બેસી રહે કે પગારદાર ઉચ્ચ અધિકારીઓના હાથમાં જ બધું સોંપી દે તો તેનું રાજ્ય પ્રગતિના શિખરો સર કરી શકતું નથી એમ જણાય છે પણ ખુદ શાસકને જ રાજ્યની તમામ બાબતોમાં રસ હોવો જોઈએ અને પરિચિત હોવા જોઈએ.

# મયુરધ્વજસિંહજી ઉર્ફે મેઘરાજજી (ધ્રાંગધ્રા)ની કારકિર્દી અને બાળપણ અને પ્રજા કલ્યાણના કાર્યો

## પ્રસ્તાવના

કાઠિયાવાડમાં ઝાલા રાજવંશની સ્થાપના હરપાલદેવજીએ ઈ.સ. ૧૦૯૦માં કરી હતી. અને ઝાલા રાજવંશની રાજધાનીઓ પાટડી, માંડલ, કુવા, હળવદ અને છેલ્લે ધ્રાંગધ્રા ખાતે આવી હતી. ધ્રાંગધ્રાના ઝાલા રાજવંશમાં આઝાદી સુધીમાં કુલ ૪૩ રાજવીઓએ શાસન કર્યું હતું. જેમનાં અંતિમ શાસક મેઘરાજજી ઉર્ફે મયુરધ્વજસિંહજીએ ઈ.સ.૧૯૪૨ થી ૧૯૪૭ સુધી રાજસત્તા સંભાળી હતી.

ધ્રાંગધ્રા રાજ્યનો વિસ્તાર ૧૧૬૭ ચોરસ માઈલનો હતો. અને તેમાં ૧૫૬ ગામોનો સમાવેશ થતો હતો. રાજ્યની ઈ.સ.૧૯૩૫માં રૂ.૨૫ લાખ આવક હતી.

## બાળપણ

મયુરધ્વજસિંહજીનો જન્મ તા.૦૩-૦૩-૧૯૨૩ના રોજ કોટડાસાંગાણીના કુંવરીશ્રી આનંદકુંવરબા ની કૂખે થયો હતો. તેઓની પ્રાથમિક કેળવણીની વ્યવસ્થા શરૂઆતમાં રાજમહેલમાં જ ટ્યુટર મી.પીટરસનની દેખરેખ હેઠળ કરવામાં આવી હતી. આ પછી કાઠિયાવાડના અન્ય રાજવીઓની જેમ જ તેમને ઇંગ્લેન્ડ ખાતે ઈ.સ.૧૯૩૫માં હાર્ટફર્ડશાયરની હીથમાઉન્ટ સ્કૂલમાં અભ્યાસ કર્યો હતો. પરંતુ એ સમયે બીજુ વિશ્વયુદ્ધ ફાટી નીકળતા તેમને પરત ભારત બોલાવી લેવામાં આવ્યા હતા. અને તેઓને દહેરાદુનની સેંટ જોસેફ એકેડેમીમાં અને પુનાની શિવાજી મિલિટરી સ્કૂલમાં શિક્ષણ મેળવ્યું હતું. મયુરધ્વજસિંહજીને શિક્ષણ પ્રત્યેનો એવો જબરો લગાવ હતો કે આઝાદી બાદ પોતે રાજસત્તાના કાર્યભાર માંથી મુક્ત બનતા ડિપ્લોમા પોસ્ટ ગ્રેજ્યુએટ અને ૧૯૫૬-૫૮માં 'હિંદુ સામાજિક ગૃહ સંસ્કાર' વિષય પર મહાનિબંધ રજૂ કરી ડી.લીટની ઉપાધી પ્રાપ્ત કરી હતી.

## કારર્કિદી ઘડનારા પરિબળો

રાજાથી માંડીને રંક સુધીના વ્યક્તિનું ઘડતર આસપાસના પરિબળો અને વાતાવરણ જ કરે છે. મયુરધ્વજસિંહજીએ તો ઉચ્ચ રાજવી કુળમાં અને મોટા રાજ્યમાં તમામ પ્રકારની સગવડતાઓ મળી હતી. આથી તેનો અનાયાસે જ ઉપયોગ અવશ્ય થયો હોય જેમને ઘડનારા બે-ચાર પરિબળો હતા. જેમાં પ્રથમ પરિબળ પોતાના પિતાના ઉત્તમ અને કડક શાસન વ્યવસ્થાની અસર બીજુ પરિબળ તેમના બુદ્ધિશાળી, સાદાઈ, સરળતા અને પવિત્ર આચાર વિચારવાળા માતા આનંદકુંવરબા કે જેમના હિસાબે તેમનામાં કેટલાંક સદગુણો અને જ્ઞાન અને નવું નવું શીખવાની જીજ્ઞાસા ઊભી થઈ હતી. આ ઉપરાંત તેમના કેટલાંક પ્રાથમિક શિક્ષકો, તેમના રાજપરિવારના મિત્રો અને પરદેશની તેમજ દહેરાદુન સ્કૂલના શિક્ષકોના સંપર્કના હિસાબે પોતાનું નિરાળું, બહુમુખી વ્યક્તિત્વ ઘડાયું હતું. જયારે પોતે સગીરવયના હતા. એ સમયે વડોદરા રાજ્યના પ્રખ્યાત દીવાન સર વી.ટી.કૃષ્ણામાચારી પાસે વહીવટ શીખવા માટે કેટલોક સમય રહ્યા હતા. તેથી તેમની બધી કાબેલિયત અને આવડત મયુરધ્વજસિંહજીએ પ્રાપ્ત કરી લીધી હતી.

## લગ્ન પ્રસંગ

મયુરધ્વજસિંહજીના લગ્ન રાજસ્થાનના મોટા રાજ્ય જોધપુર મહારાજા ઉમેદસિંહજીના ભાઈ અજીતસિંહજીના કુંવરી બ્રીજકુંવરબા સાથે તા.૦૨-૦૩-૧૯૪૩ના દિવસે ધામધૂમથી થયા હતા. અને એ નિમિત્તે રાજ્યે પ્રજા માટે કેટલીક નવાજેશો જાહેર કરી હતી.

## રાજ્યાભિષેક

રાજશ્રી ઘનશ્યામસિંહજી તા.૦૪-૦૨-૧૯૪૨ના રોજ અવસાન પામતાં ક્ષત્રિય પરંપરા મુજબ તે દિવસે જ મયુરધ્વજસિંહજીને ૧૯ વર્ષની વયે ગાદીએ બેસાડી દેવામાં આવ્યા હતા. પરંતુ તેમની વિધિવત રાજ્યાભિષેક વિધિ ઘનશ્યામસિંહજીના કારજના દિવસે તા.૧૫-૦૨-૧૯૪૨ના રોજ કરવામાં આવી હતી. આ અવસરે કાઠિયાવાડના ઘણા બધા રાજવીઓ, ભાયાતો, નગરશ્રેષ્ઠીઓ અને મહાજનો હાજર રહ્યા હતા. એજન્ટ ટુ ગવર્નર જનરલ મિ.ઈ.સી.ગિબસને બ્રિટીશ સરકારનો ખરીતો મેઘરાજજી ઉર્ફે મયુરધ્વજસિંહજીને વિધિવત જાહેર દરબારમાં સોંપ્યો હતો. આ પ્રસંગે બહુ મોટો જલસો ગોઠવવામાં આવ્યો હતો. અને રાજ્યની પ્રણાલિકા મુજબ રાજમહેલમાં રહેલા મોટા નગારાઓની નોબત આખો દિવસ વગાડવામાં આવી હતી. આ અવસરે રાજ્યમાં કેટલીક નવાજેશો જાહેર કરાય અને દાન-ધર્મના કાર્યો જેવા કે ગાયોને લાપસી, પક્ષીઓને ચણ અને વિદ્યાર્થીઓને મીઠાઈ વહેંચવામાં આવી હતી અને તોપના બહાર કરવામાં આવ્યા હતા.





મયુરધ્વજસિંહજી હજુ પૂર્ણ પુખ્ત ઉંમરના નહિ હોવાથી અને પોતે વડોદરામાં તાલીમ અર્થે ગયેલા હોવાથી એક વર્ષ માટે ધ્રાંગધ્રા રાજ્યમાં એડમિનિસ્ટ્રેશનની સત્તા રહી હતી. તેઓને પૂર્ણ સત્તા તા. ૦૮-૧૦-૧૯૪૩ના રોજ એજન્ટ ટુ ગવર્નર જનરલ પી.ગેસફોર્ડના હસ્તે સંપૂર્ણ સત્તાનો ખરીતો સોંપવામાં આવ્યો હતો. આ રીતે ૧૯૪૩ થી માંડીને ૧૯૪૮ સુધી મયુરધ્વજસિંહજીએ ધ્રાંગધ્રા રાજ્યની રાજસત્તા ૬ વર્ષ સુધી સંભાળી હતી.

## પ્રજા કલ્યાણના વિવિધ કાર્યો

મયુરધ્વજસિંહજીએ બહુમુખી પ્રતિભા ધરાવનાર શિક્ષણ અને જ્ઞાનપ્રેમી રાજવી હતા. આથી તેમણે પોતાના રાજ્યનો ઝીણવટપૂર્વક અભ્યાસ કરી લોકોની ઈચ્છાઓ અનિચ્છાઓ જાણી તથા પોતાના રાજ્યની ખામીઓ અને મર્યાદાઓથી અવગત થઈને નીચે મુજબના કેટલાંક સુધારાઓ અને પગલાં ભર્યાં હતા. તથા તથા પોતે આઝાદી બાદ પણ ભારતસંઘ અને સૌરાષ્ટ્ર સરકારને અનેક રીતે ઉપયોગ નીવડ્યા હતા. અને દિલ્હી ખાતે મહાત્મા ગાંધીજીને પણ મળ્યા હતા. જયારે આઝાદી બાદ સૌરાષ્ટ્રની પ્રથમ ચૂંટણીઓ તેમના અધ્યક્ષપદે યોજવામાં આવી હતી.

### ૧. સામાજિક સુધારાઓ

મયુરધ્વજસિંહજીએ સુરક્ષિત અને વિચારશીલ તથા બહોળો અનુભવ ધરાવનારા રાજવી હતા. આથી તેમણે પોતાના રાજ્યમાં કેટલાંક ક્રાંતિકારી સામાજિક સુધારાઓ કરાવ્યા જેમ કે બાળલગ્ન ઉપર પ્રતિબંધ, વિધવા વિવાહની છુટ, છુટાછેડાનો કાયદો, સિવિલ મેરેજ(રજીસ્ટડ લગ્ન), સ્ત્રીઓને પૈતૃક સંપત્તિમાં મિલકતોનો અધિકાર તથા અસ્પૃશ્યતાને દૂર કરવા માટેનો કાયદો, ભાડુઆતને ઘર માલિક વચ્ચે સુમેળ સાધવા માટે ભાડુઆત કાયદો ઘડ્યો હતો. જયારે બાળકોએ ભવિષ્યના સક્ષમ નાગરિકો હોવાનું જાણી બાળકો માટે નશીલુપીણું પીવું, ધૂમ્રપાન કરવું, વગેરે ઉપર પ્રતિબંધ મુક્યો હતો.અને બાળ મજુરોએ ન ઊભા થાય તે માટે 'મજુર કાયદો' ઘડ્યો હતો. તથા રાજ્યમાં વર્ષોથી ચાલી આવતી વેઠ પ્રથા નાબુદ કરી આવા અનેક સુધારા કરી રૂઢિવાદી પ્રજાના મનમાં અળખામણા બનવાનો ડર રાખ્યા વિના પણ સામાજિક સુધારાઓ ખૂબ જ સક્ષમતાથી કર્યા હતા.

### ૨. શિક્ષણક્ષેત્રે સુધારા

અજ્ઞાન અને અંધશ્રદ્ધાને જો કોઈ હટાવી શકનાર હોય તો તે છે. કેળવણી આથી મેઘરાજજીએ પ્રાથમિક શિક્ષણ મફત અને ઈ.સ.૧૯૪૬થી ફરજીયાત કરીને તમામ પ્રજાજનોને શિક્ષિત કરવાનો વિચાર કર્યો હતો. ધ્રાંગધ્રા, રાજસીતાપુર, હળવદ વગેરે જગ્યાએ સાર્વજનિક પુસ્તકાલયો અને વાંચનાલયો સ્થાપના કરવામાં આપી હતી. જેમાં રાજ્યની ઝીણવટપૂર્વકની માહિતી અને વિકાસકાર્યોને જોઈ શકે એટલા માટે ધ્રાંગધ્રા રાજ ગેઝેટની ફ્રી નકલ આપવામાં આવતી હતી.

હળવદની મિડલ સ્કૂલને ૧૯૪૫માં હાઇસ્કૂલનો દરજ્જો આપવામાં આવ્યો હતો. રાજ્યની તમામ સ્કૂલોમાં મયુરધ્વજસિંહજીની સૂચના અનુસારનું ટાઇમ ટેબલ ગોઠવવામાં આવ્યું હતું. શિક્ષકો પોતાના જ્ઞાનમાં વધારો કરી શકે એટલા માટે ૧૯૪૪માં સુસવાલ ગામે એક તાલીમ કોલેજ ઊભી કરવામાં આવી હતી.

### ૩. આર્થિકક્ષેત્રે સુધારા

દુનિયાના કોઇપણ શાસક પોતાના રાજ્યમાં આર્થિક સુધારાઓ જેટલા વધુ પ્રમાણમાં કરે અને તેમાં સફળ થાય એટલુ તેનું રાજ્ય વધુ વિકાસ પામે છે. મોટા ભાગના શાસકો ખેતી, પશુપાલન, બેંક, વાહનવ્યવહાર અને ઉદ્યોગ ધંધાઓ તરફ ધ્યાન આપતા હોય  છે.

#### (૧) ખેતી અને પશુપાલન

ધ્રાંગધ્રામાં મયુરધ્વજસિંહજીએ ખેતીની સ્થિતિ સુધારવા અને રાજ્યની આવક વધારવા માટે ખેતીના ક્ષેત્રે જમીન મહેસુલ બાબતોમાં કેટલાંક સુધારાઓ કરાવ્યા હતા. રાજ્યમાં બે પ્રકારની જમીનો હતી. ખાલસા જમીન અને બિન ખાલસા જમીન. રાજ્ય તેની ફળદ્રુપતાને ધ્યાનમાં રાખી રાજભાગરૂપ વિઘોટી લેતું હતું. રાજ્યે વાગડીયા કપાસનું બિયારણ વિરમગામ ફાર્મમાંથી મંગાવી ખેડૂતોને વિતરણ કર્યું હતું. પાણીવાળી જમીનમાં શાકભાજી વાવવા પર ભાર મૂકાયો હતો. રાજસીતાપુર ગામને સહકારી ખેતીના પ્રયોગ માટે પસંદ કરવામાં આવ્યું હતું. ખેડૂતોને માટે કૃષિ મંડળીઓની રચના કરવામાં આપી હતી. તથા પશુપાલનના વિકાસ માટે પણ કેટલાંક પ્રયત્નો કરતાં જેમાં પશુ મેળાઓ યોજવા અને પશુ માલિકોને બિરદાવી તેને પ્રોત્સાહન આપવું. તથા પશુ ગુજરી ભરાતી તેને જગ્યા આપવી વગેરે કાર્યો કરવામાં આવતા હતા. મયુરધ્વજસિંહજીને પશુપાલનની બાબતમાં અંગત રસ હોવાથી તેઓ કહેતા કે

"આપણે પશુઓની માત્ર સંખ્યા વધારીએ એ ચાલે તેમ નથી પરંતુ તેની ગુણવત્તા વધારવાની જરૂર છે." આથી ધ્રાંગધ્રા રાજ્યમાં પશુ ઓલાદ સુધારવા માટે કેટલાંક પગલાંઓ ભરવામાં આવતાં પશુઓની સારવાર માટે વેટરનરી દવાખાનાઓ ખોલવામાં આવેલ. જયારે પશુમાં કોઈ રોગચાળો ફેલાય ત્યારે રાજ્ય એને નાબૂદ કરવા માટે સજાગ રહેતું. જયારે રિન્ડરપેસ્ટ નામની બિમારી પશુઓમાં ફેલાતા તેની સામે લોકોમાં પ્રસાર-પ્રચાર કરી રસીઓ મૂકાવી તેને દુર કરવાના પ્રયત્ન કરવામાં આવ્યા હતા.

(૨) બેંક

ધ્રાંગધ્રામાં સૌ પ્રથમ બેંક ખાનગી બેંક તા.૧૬-૧૦-૧૯૪૫ના રોજ 'દેના બેંક' (દેવકરણ નાનજી બેંક) સ્થપાઈ હતી.

### ૪. વાહન વ્યવહાર

મયુરધ્વજસિંહજીએ મોટર બસ સર્વિસ ચલાવવાની માન્યતા રાજકોટની મેસર્સ કુમાર એન્ડ કંપનીને આપી હતી. આ મોટરકારનું ભાડું અને રૂટ રાજ્ય દ્વારા નક્કી કરવામાં આવ્યા હતા. મોટરકારનું ભાડું એક માઈલનું અર્ધો રૂપિયો અને મોટરબસનું ભાડું એક માઈલનો એક રૂપિયો રાખવામાં આવ્યો હતો. ધ્રાંગધ્રામાં રેલવે સ્ટેશનથી શહેર સુધી ટ્રામ વ્યવસ્થા શરૂ કરી હતી.

### ૫. આરોગ્યક્ષેત્રે સુધારા

જે રાજ્યની પ્રજાનું આરોગ્ય સ્વસ્થ અને સારું હોય તેમાં બીજા કાર્યો, સુધારાઓ અને શિક્ષણ ઝડપથી સફળ થાય છે. આથી બુદ્ધિશાળી અને સક્ષમ રાજવીઓ આરોગ્ય તરફ વધુ ધ્યાન આપતા જોવા મળે છે. મયુરધ્વજસિંહજીએ પણ પોતાની પ્રજાના આરોગ્ય માટે કેટલાંક સુધારાઓ અને નીતિ નિયમો ઘડ્યા હતા. એ માટે તેમણે સ્વચ્છ ગામોની યોજના કરી સ્વચ્છ ગ્રામ અભિયાન હાથ ધર્યું હતું. રાજ્યના ગામડાઓ સ્વચ્છ અને આદર્શ બની રહે તે માટે સ્વચ્છ ગામ યોજના બનાવવામાં આવી હતી. આ યોજના સમિતિના ત્રણ સભ્યો રહેતા. આ યોજનાની કામગીરીનો અહેવાલ દર બે મહીને હજૂર કચેરીમાં મેઘરાજજી પાસે મોકલવામાં આવતો હતો. આ યોજના અંતર્ગત સ્વચ્છ ગામડાંઓની હરિફાઈ રાખવામાં આવતી. અને જે ગામ પ્રથમ નંબર મેળવે તેમને રાણી સાહેબના હસ્તે તેમના જન્મદિન પ્રસંગે દરબાર ભરી ગામના મુખી પટેલની પત્નીને પોતાના હાથે જ ઇનામરૂપ ઢાલ અને કોઈ ચીજ અપાતી હતી. બીજા વર્ષે પ્રથમ આવનાર ગામને તે જ ઢાલ ફરી ઇનામરૂપે દેવામાં આવતી હતી. આ યોજનાનો લોકોમાં પ્રચાર અને પ્રસાર સારી રીતે થાય તે માટે એ માહિતીસભર પુસ્તિકા દરેક ગામોમાં રાજ્ય દ્વારા મોકલવામાં આવતી હતી.

શિશુ કલ્યાણને ધ્યાનમાં રાખીને તેમના સ્વાસ્થ્યને જરાપણ નુકશાન ન થાય એ માટે દૂધકેન્દ્રો ઊભા કરવામાં આવ્યા હતા. સુવાવડ ધારો પસાર કરીને સ્ત્રીઓને એ જોખમ સામે કેટલીક સુવિધાઓ આપવામાં આવી હતી. રોગશાળા સમયે રાજ્ય સાવચેતીરૂપ પત્રિકાઓ છપાવી જે તે રોગશાળાને કાબુમાં લેવા માટે કે દૂર કરવા માટે લોકોમાં વહેંચવામાં આવતી હતી. પ્રાથમિક શાળાના છેલ્લા ત્રણ ધોરણ અને હાઈસ્કૂલમાં વિદ્યાર્થીઓને ડોકટરો દ્વારા પ્રાથમિક સારવારની તાલીમ અપાતી હતી.

### ૬. રાજ્ય વ્યવસ્થા

મયુરધ્વજસિંહજી વિચારશીલ અને નવી નવી યોજનાઓ વિચારતા અને અમલમાં મૂકનાર રાજવી હતા. આથી તેમણે લોકોને નિષ્પક્ષ, તટસ્થ ન્યાય મળી રહે એવા ઉમદા હેતુ સર વહીવટીતંત્ર

અને ન્યાયતંત્ર બંનેને અલગ કરી સ્વતંત્ર બનાવી દીધા હતા. મુંબઈ હાઇકોર્ટના નિવૃત જજની રાજ્યના ચીફ જસ્ટીસ તરીકે નિમણુંક કરી હતી.

જયારે રાજ્યનો વહીવટ ત્રણ ખાતાઓના ઉપરીની રાહબરી હેઠળ ચાલતો હતો. (૧) સ્ટેટ કાઉન્સિલના નામદાર પ્રેસિડેન્ટ સાહેબની સીધી દેખરેખ નીચેના ખાતાઓ (૨) સ્ટેટ કાઉન્સિલના મેં. ફસ્ટ મેમ્બર સાહેબની દેખરેખ નીચેના ખાતાઓ (૩) સ્ટેટ કાઉન્સિલ મે. સેકન્ડ મેમ્બર સાહેબની દેખરેખ નીચેના ખાતાઓ.

કાયદો અને વ્યવસ્થા બરાબર પળાવવાનું કામ પોલીસખાતું સંભાળતું હતું. જેમાં ઉચ્ચ હોદ્દાઓ ઉપર રાજકુટુંબ કે ભાયાત કે અંગ્રેજ અધિકારીની નિમણુંક કરવામાં આવતી હતી. પોલીસતંત્રમાં સુપ્રિન્ટેન્ડેટ થી માંડીને ગામના પોલીસ પટેલ સુધીના માણસો કાર્યરત હતા.

### ૭. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ

વીસમી સદીની શરૂઆતથી જ મોટાભાગના રજવાડાઓએ સ્થાનિક સ્વરાજ્યની કેટલીક સત્તાઓ પ્રજાના હાથમાં સોંપવાની શરૂઆત કરી દીધી હતી. એ મુજબ ધ્રાંગધ્રા રાજ્યે પણ પોતાના રાજ્યમાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને પોતાના રાજ્યમાં વિકસવા દીધી હતી. ધ્રાંગધ્રા રાજ્યમાં મ્યુનિસિપાલીટીની શરૂઆત રાજ માનસિંહજીના સમયમાં થઈ હતી. તેનો રાજ ઘનશ્યામસિહજી અને મયુરધ્વજસિંહજીએ પૂર્ણપણે વિકાસ કર્યો હતો.અને શહેર સુધરાઈનું કામ આ મ્યુનિસિપાલીટીની સંભાળતી હતી. જેણે મકાનો, રોડ, રસ્તા, સફાઈ, ગટરો, પાણી વગેરેની વ્યવસ્થા સંભાળવાની રહેતી હતી. આ મ્યુનિસિપાલીટીને પોતાનું બજેટ અને પોતાના નિયમો સ્વતંત્રપણે કામ કરતા હતા. મ્યુનિસિપાલીટીના સભ્યોની ચૂંટણી કરવામાં આવતી હતી.

રાજ્યે સંવત ૨૦૦૩ નો ગ્રામ પંચાયત ધારો પસાર કર્યો હતો. આ ધારામાં ગ્રામ પંચાયતના કાર્યો ચૂંટણીના નિયમો પ્રમુખ, ઉપપ્રમુખના હોદ્દાઓ અને તેની કામગીરીની સંપૂર્ણ વિગત નોંધવામાં આવી હતી. પરંતુ ત્યાં તો આઝાદી આવી જતાં આ કાર્ય શહેર પંચાયત અને ગ્રામ પંચાયત ત્યાંને ત્યાં જ કાગળ ઉપર જ શોભાયમાન રહ્યું હતું.

### ૮. દીર્ઘદ્રષ્ટિપૂર્ણ યોજનાઓ

મયુરધ્વજસિંહજીએ પૂર્ણ સત્તા સંભાળ્યા બાદ ત્રણ યોજનાઓ વિચારી રાખી હતી. (૧) ધ્રાંગધ્રાની સૌથી મોટી બાંભણ નદી ઉપર બંધ બાંધી હરપાલ સાગર નામની સિંચાઈ યોજના અમલમાં મૂકવી જોકે આ યોજના એ સમયે પૂર્ણ ન થઈ પરંતુ આઝાદી બાદ ૬૦ વર્ષે એ યોજના પૂર્ણ થઈ અને ગુજરાતના મુખ્યમંત્રી નરેદ્ર મોદીના સમયમાં તેને ઉદ્દઘાટીત કરવામાં આવી હતી. (૨) ધ્રાંગધ્રામાં કાપડ મિલની સ્થાપના કરવી (૩) ગુજરાત અને સિંધ વચ્ચે બ્રોડગેજ રેલવે લાઈન બાંધવા માટેનું સર્વેક્ષણ કરાવ્યું હતું. પરંતુ ત્યાં તો આઝાદી પ્રાપ્ત થતા  આ યોજના પણ અધુરી રહી હતી.

### ૯. 'કાઠિયાવાડ રાજકીય પરિષદ'નું સાતમું અધિવેશન

'કાઠિયાવાડ રાજકીય પરિષદ'ની કેટલાંક હેતુઓ સર રાજા અને પ્રજા વચ્ચે સેતુબંધ બાંધવા માટે સ્થાપના થઈ હતી. અને તેના કુલ સાત અધિવેશનો ભરાયા હતા. જેનું સાતમું અને છેલ્લું અધિવેશન તા.૨/૩ નવેમ્બર ૧૯૪૬ના રોજ દરબાર ગોપાળદાસના પ્રમુખપદે ધ્રાંગધ્રામાં ભરાયું હતું. અને તેમાં મોરારજીભાઇ દેસાઈ પણ હાજર રહ્યા હતા. આપણે અહીં આનંદ એટલા માટે લઈએ છીએ કે

જે 'કાઠિયાવાડ રાજકીય પરિષદ'નું ભરવા સામે તેમના પિતાશ્રીએ મનાઈ ફરમાવેલ પરંતુ મયુરધ્વજસિંહજી એ પિતાના વિચારથી આગળ વધીને સ્વતંત્રતાની હવા અને લોકોના વિચારોને પારખીને પોતાના રાજ્યમાં આ અધિવેશન ભરવાની સહમતી આપી હતી તે તેમની દીર્ઘદ્રષ્ટિ બતાવે છે.

**સાર્વભૌમ સત્તા સાથેના સંબંધો**

દેશી રજવાડાઓ બ્રિટીશ રાજસત્તા સાથે સારા સંબંધો ધરાવતા હતા. બ્રિટીશ સત્તાધિશો રાજવીઓને ખુશ કરવા માટે કેટલાક ઇલ્કાબો આપતા હતા. શ્રી મયુરધ્વજસિંહજીને બ્રિટીશ સરકારે ઈ.સ. ૧૯૪૭માં **K.C.I.E.** નો ઈલ્કાબ આપ્યો હતો.આ ઉપરાંત જયારે બીજા વિશ્વયુદ્ધમાં મયુરધ્વજસિંહજીએ બ્રિટીશ સરકારને પૂર્ણપણે વફાદાર રહીને તન મન ધનથી મદદ કરી હતી. અને યુદ્ધ આપવું. બ્રિટીશ સરકાર મોરચે લડતા લડતા વિજય મેળવ્યો એ દિવસ ઉજવ્યો તથા બ્રિટીશરો વિશ્વયુદ્ધમાં જીતે માટે ધર્મ સ્થાનકોમાં પ્રાર્થનાઓ કરાવી હતી.

**મૂલ્યાંકન**

મયુરધ્વજસિંહજીએ ધ્રાંગધ્રા રાજ્યના અંતિમ રાજવી હતા અને તેમણે ભારતસંઘ સાથે ધ્રાંગધ્રા રાજ્યનું તા.૨૪-૦૧-૧૯૪૮ના રોજ જોડાણ કર્યું હતું. તેઓએ ખૂબ જ ટૂંકાગાળા દરમ્યાન રાજસત્તા ભોગવી પરંતુ તેમણેએ સમયગાળા દરમ્યાન દીર્ઘદ્રષ્ટિ વાપરીને રાજ્યમાં કેટલાંક સુધારાઓ કર્યા અને નવી નવી યોજનાઓ વિચારીને રાજ્યને પૂર્ણ કક્ષાએ ખીલવવા માંગતા હતા. પરંતુ તેમના સમયમાં જ આઝાદી પ્રાપ્ત થતાં એમની યોજનાઓ અને વિચારો મૂર્તિમંત થઈ શકયા ન હતા. છતાં પોતે તેમના વિચારોને આગળ વધારવા માટે વિવિધ રાજકીય હોદ્દાઓ પર રહીને એ વાતોને આગળ વધારવાનો તથા પ્રજા હિતનો ખ્યાલ રાખવામાં અગ્રેસર રહ્યા હતા. મયુરધ્વજસિંહજી ક્રાંતિકારી અને પ્રગતિવાદી સુધારાઓ માટે જાણીતા બન્યા હતા. તેથી ભારતના પ્રથમ ગવર્નર જનરલ રાજગોપાલાચારીએ પણ તેમને એક પ્રગતિશીલ રાજવી તરીકે બિરદાવ્યા હતા.

વિદ્વાનો અને રસિકજનો ના સૂચનો આવકાર્ય છે.

મો.૯૮૭૯૪ ૨૧૦૨૫

મો.૯૯૨૫૧ ૭૫૬૬૭